ॐ श्री

# કુદરતનો [illegible]

લેખક—


પ્રો. ગજેન્દ્રશંકર લાલશંકર પંડયા.

એમ. એ. બી. ટી.



પ્રકાશક

બાપુલાલ બી. નાયક.

મુંબઇ ગુજરાતી નાટક મંડળીના માલિક

કોરોનેશન થીએટર—મુંબઇ.

આવૃત્તિ ૧ લી પ્રત ૧૦૦૦





શ્રી નટવર પ્રેસમાં” શા. ચુનીલાલ અમીચંદ ઝવેરીએ છાપી.

ઠેકાણું સેન્ડહર્સ્ટ રોડ, સંઘવી સદન મુંબઇ ૪.

મૂલ્ય ૦—૪—૦

વિ. સં. ૧૯૮૫ ઈ. સ. ૧૯૨૯

# નિવેદન.

આધુનિક રંગભૂમિને સુધારવા અનેક ચોપણા થઈ રહી છે.

વિદ્વાન વર્ગને રૂચિકર કલા તથા સાહિત્યનો રંગભૂમિપર સંપૂર્ણ પ્રચાર થાય એ સ્થિતિ કોઈપણ લેખકને રંગભૂમિના ગહન અનુભવ વિના સાધ્ય નથી. આધુનિક પ્રેક્ષક વર્ગની વૃત્તિ પ્રસંગોનેજ વિશેષ ઇચ્છે છે. પ્રસંગો પ્રેક્ષક વર્ગને રૂચિકર થઈ પડે, છતાં પરસ્પર સંકલિત રહે, એકજ મુદ્દાને પોષે, પાત્રોના ગુણમાં ઉચિત ભાવના અને ભાષા યોજાય તથા તેમનું પ્રસંગાનુકૂળ વર્તન દેખાય એમાં કલા અને અનુભવ વિશેષ આવશ્યક છે.

નાટક કેવળ સાહિત્ય અને કલાનું ક્ષેત્ર નથી. સમાજ શિક્ષણ એપણ એનું કર્તવ્ય છે. હિંદુ સમાજની કૌટુંબિક ગૃહવ્યવસ્થા હોવાથી કુટુંબની જનોનો પરસ્પર વ્યવહાર શાંતિ અને સંપમાં પ્રચલિત રહે, તેઓ ધર્મ પરાયણતાથી વિમુખ થતાં અટકે, એ હેતુ પણ લેખકો ધ્યાનમાં રાખવાનો હોય છે.

કેટલાક પ્રેક્ષકો આનંદ અને મોજનેજ અર્થે આવે છે. એમના પ્રોત્સાહનપર નટવર્ગ વિશેષ અવલંબે છે કેમકે અન્ય પ્રેક્ષકો રસમગ્ન હોવાથી એ કાર્ય કરી શકતા નથી. એટલે લેખકને આ વર્ગ માટે પણ કંઇ કરવું પડે છે.

રંગભૂમિની સુધારણા માટે ટીકાકારોની આવશ્યકતા છેજ. પરંતુ પ્રેક્ષક વર્ગની વિવિધ વૃત્તિઓ ધ્યાનમાં લઇને

તથા આધુનિક સંજોગોમાં લેખકના કાર્યની મુશ્કેલી ધ્યાનમાં લઈને ટીકાઓ યોજાય એ ઇષ્ટ છે.

તટસ્થ વૃત્તિના સમજુ ટીકાકારોની ટીકામાંથી અમે સૂચનાઓ તારવી લઇ તેનો ઉપયોગ આ પ્રયોગમાં કર્યો છે અને "કુદરતનો ન્યાય" બતાવ્યો છે.

આ નાટક પર પણ સમજુ વર્ગની ટીકા થશે તો તેનો લાભ અમે અન્ય નાટકમાં અવશ્ય લઇશું એ નિર્વિવાદ છે.

તા૦ ૯–૨–૨૯.

ગજેન્દ્રશંકર લાલશંકર પંડ્યા.

# પુરૂષ પાત્રો.

લલિત મોહન.........................સંસ્કારી ધનાઢ્ય શેઠ.
કાન્તિલાલ.........................તેનો પુત્ર.
ઇશ્વર.............................કાન્તિલાલનો પુત્ર.
રતનલાલ...........................કાન્તિલાલનો બનેવી.
નરસિંહ...........................કુસુમનો પતિ.
કન્હૈયો...........................કુસુમનો દીયર

ડોકટર, મુનીમ, સેજુદારો, નોકર, સિપાઈ, વગેરે.



# સ્ત્રી પાત્રો.

ઇન્દિરા...........................કાન્તિલાલની બહેન.
સલુણા............................કાન્તિલાલની સ્ત્રી.
મંદાકિની..........................ઇશ્વરની ધર્મપત્ની.
કુસુમ.............................નરસિંહની સ્ત્રી.
પ્રભા.............................કાન્તિલાલે ગુપ્તલગ્નથી
સ્વીકારેલી સ્ત્રી.

વેશ્યા, બાળાઓ વગેરે.



શ્રીગણેશાયનમઃ

ટુંક સાર.

—:o:—

# અંક ૧ લો.



## મંગળાચરણ.

દૃશ્ય ૧ લું.-લલિત મોહનનો બંગલો.

સટોરીયા કન્તિલાલનો પુત્ર ઇશ્વર, મોજમાં ગુલતાન થયલો આવેછે. એટલામાં તેના દાદા લલિતમોહન ઉશ્કેરાયલી સ્થિતિમાં આવેછે. મુનીમ તેને શાંત કરવા મથે છે. એવામાં રૂપીઆની માગણી કરતો તેનો પુત્ર કાન્તિલાલ આવેછે. લલિત મોહન પુત્રની ઉદ્ધત રીતભાતથી વધારે ઉશ્કેરાય છે. મુનીમ બંનેને શાંત કરવા જાય છે. કાન્તિલાલનું વર્તન વધુ ઉદ્ધત બનેછે. પ્રો. કર્વેની યુનિવર્સીટીનાં સરસ્વતી મંદિરને માટે રૂપીઆ લેવા સ્વયંસેવકો આવેછે. લલિતમોહન પોતાના વચન મુજબ એમને રૂપીઆ આપવા જાય છે. કાન્તિલાલ તે ઝુંટવી લે છે. અને ન બોલવાનું બોલી જાયછે. વૃદ્ધ હૃદયને આઘાત. ઇશ્વરપર પડતા તેના પિતાના કુસંસ્કારો.

દૃશ્ય ૨ જું.-લલિત મોહનના બંગલામાં એક ઓરડો.

લલિતમોહનની પુત્રી ઇન્દિરા કુટુંબની ક્લેશમય સ્થિતિનો વિચાર કરતી આવેછે. તેનો ભત્રીજો ઇશ્વર નાના બાબુને સાથે લઈ ચીરૂટ પાતો આવેછે. ઇન્દિરાને સાશ્ચર્ય ગુસ્સો થાય છે. ઇશ્વરને ધમકાવે છે. ઇશ્વરની મા સલુણા

પુત્રનો પક્ષ કરતી આવેછે. નણંદનું અપમાન કરવાની હોંસમાં ભાભી પોતાના પુત્રને કુમાર્ગે પાડે છે. ઈન્દિરાની લાગણી દુઃખાયછે. મહેણાં મારતી ભાભી નણંદને વધારે ઉશ્કેરવા જાય છે. ઈન્દિરાનું આત્મબળ. એણે સહનશક્તિ રાખી સ્વાભિમાન પ્રગટ કરવું.

દશ્ય ૩ જું.–કાન્તિલાલનો ઓરડો.

કાન્તિલાલ પિતા પાસેથી લીધેલા રૂપીઆનો ઉપયોગ કરેછે. ફોન મારફત લેવડ દેવડ. કરતાં ઉશ્કેરાય છે છતાં પોતે જેની સાથે છાનાં લગ્ન કર્યાં છે તે ઓળખી જશે એ ભયથી બજારમાં જતાં અટકે છે. મગજ સ્થિર કરવા વ્હીસ્કી પીએ છે. અને કોકેન ખાયછે. ઇશ્વર અને નાનો બાબુ આ જુએ છે. ઇન્દિરા ભાઇને મળવા આવે છે. ભાઈને વ્હીસ્કી વગેરે પીતાં જોઇને ઠપકો આપેછે. એટલામાં ઇશ્વર અને નાનો બાબુ વ્હીસ્કીની બાટલી અને કોકેન ઊપાડી સટકી જાયછે. કાન્તિ બાટલી શોધેછે. બહેન સાથે વઢી પડેછે. કોકેન ખાઇ જવાથી બેભાન થયલા બાબુને લઇ નોકર આવે છે. દરમ્યાન શીવરીથી ઘણી ઉતાવળથી કાન્તિને તેડવા માણસ આવેછે. કાન્તિ બેભાન પુત્રની દરકાર કર્યા વિના જવા માંડે છે. ઇન્દિરા અટકાવે છે. નિષ્ઠુર પિતા. ઇન્દિરાનો ગભરાટ.

દશ્ય ૪ થું.–નરસિંહનું ઘર.

ધંધામાંથી ફારગ થયલો કન્હૈયો નવો ધંધો શરૂ કરે છે. ભાઇ અને ભાભી વચ્ચે વહેમનાં બી રોપે છે. અને ખીસ્સાં ભરે છે. ભાભીને દીયરની રમુજી સલાહ.

**દૃશ્ય ૫ મું.–રસ્તો.**

કાન્તિલાલે ગુપ્ત લગ્ન કરેલી પ્રભાનો પોતાની દુર્દશાપર બળાપો. કંઇ કામ આવવાથી નાના છોકરા મૂર્તિને રમતો મૂકી જાય છે. છોકરાંની રમત. મોટરમાં કાન્તિનું આવવું. છોકરાને મોટરનો એકસીડન્ટ. પ્રભાનું આવવું. કાન્તિને ઓળખવો. કાન્તિની પાછળ પડવું.

**દૃશ્ય ૬ ઠું.–લલિત મોહનનો બંગલો.**

લલિત મોહન મરણ પથારીએ છે. વૈદ્યની સલાહ મુજબ સારવાર થાય છે. પિતાનો પુત્ર માટે ટળવળાટ. કાન્તિનું આવવું. ઇન્દિરાએ તેની દશા જોતાં ગભરાઇ જવું. પ્રભા કાન્તિની પાછળ આવે છે. સ્ત્રીના હકની માગણી કરે છે. પથારીવશ પિતા ઉશ્કેરાય છે. પુત્રના આચરણથી સખત આઘાત. મુનીમ, પુત્રી કે વૈદ્ય કોઇનું ન ગણકારતો પિતા ઉન્મત્ત બને છે. પ્રભાનો બળાપો, કાન્તિએ તેને તરછોડવી. પ્રભાએ પરાકાષ્ઠાએ જવું. લલિતમોહન વગેરેએ પ્રભાની ઉન્મત્ત દશાથી કંપી જવું. પ્રભાની આત્મહત્યા. કાન્તિની નિષ્ઠુરતા. લલિત મોહનની છેવટની સ્થિતિ. પુત્રનાં પરાક્રમથી દુઃખી થતા પિતાનો દેહ ત્યાગ.



# અંક ૨ જો.



**દૃશ્ય ૧ લું**—કાન્તિલાલનો ઓરડો.

કાન્તિલાલને જુનો મુનીમ સટ્ટાનો વેપાર બંધ કરવા સમજાવે છે. કાન્તિ તેનો તિરસ્કાર કરે છે. પેરિસથી બાર વર્ષે આવેલા ઇન્દિરાના પતિ રતનલાલ, કાન્તિલાલને મળવા આવે છે; કાન્તિલાલ તેને મળતો નથી. રતનલાલ બારોબાર નિરાશ થઈ પાછા જાય છે.

**દૃશ્ય ૨ જું.**—સરસ્વતી મંદિર.

ઘણે વર્ષે મુસાફરીથી પાછા ફરેલા પોતાના પતિ રતનલાલને ઇન્દિરા સરસ્વતી મંદિર બતાવે છે. મીસ પરીખના શિક્ષણ સંબંધી નવા વિચારો. ઇન્દિરાના સ્ત્રી શિક્ષણના આદર્શરૂપ વિચારો. પુરૂષ અને સ્ત્રીનાં ભિન્ન ક્ષેત્રો છે, તેથી તેમનાં શિક્ષણ પણ ભિન્ન હોવાં જોઇએ વગેરે દલીલોથી મીસ પરીખની આધુનિક શિક્ષણની પદ્ધતિની દલીલોનો પરિહાર કરવો. મૂર્તિ હોસ્પીટલમાં મરી જવાની ખબર. ઇન્દિરાએ તત્કાળ ત્યાં જવું.

**દૃશ્ય ૩ જું**—સલુણાનો ઓરડો.

ઇશ્વરની વહુ મંદાકિની પોતાનો માનસિક આનંદ મેળવવા ગાયન ગાય છે. સાસુનું વહુ પ્રત્યે સાસુપણું. સુશિક્ષિત મંદાકિનીના સુસંસ્કારો. સાસુનાં મહેણાં. ઇશ્વરે આવી નવો રંગ જમાવવો. પત્ની ગણવી કે બહેન ! મંદાકિનીનાં કંપિત હૃદયની સ્થિતિ. ઇશ્વરે આપેલી પત્નીની વ્યાખ્યા. ઇશ્વરનો લહેરી જીંદગીનો આદર્શ.

**દૃશ્ય ૪ થું.**—કાન્તિનો હોલ.

કાન્તિનો નવો સટ્ટો. પ્રભાનો શ્રાપ ન ફળતાં મળેલી જાહોજલાલીથી તેણે ખુશ થવું. પ્રભાનું પ્રેત. કાન્તિનો

ઊન્માદ. ઇન્દિરાએ કાન્તિથી પ્રભાને થયલા પુત્ર મૂર્તિનો મૃતક દેહ લઇ પિતાની પુત્ર પ્રત્યે ફરજ સમજાવવા આવવું. ન્યાત જાતની લજ્જા રાખતો અને ધર્મથી વિમુખ રહેતો નિષ્ઠુર પિતા. દિલમાં દુઃખ પામતી ઇન્દિરાએ પ્રભાના શ્રાપનું ભાન કરાવવું. કાન્તિનું તે પ્રતિ હાસ્ય. પ્રભાનું પ્રેત. પ્રેતનો ચમત્કાર ને કાન્તિની વિહ્વલ સ્થિતિ.

દૃશ્ય ૫ મું.—નરસિંહનું ઘર.

કનૈયાનો લાભદાયક ધંધો. જાળમાં ફસાતાં પંખીઓ. ભાભી અને દીયેરના અવનવા રંગ. દીયેરે ભાભી પાસે મહેનતાણું માગવું.

દૃશ્ય ૬ ઠું.—કાન્તિનો ઓરડો.

કાન્તિલાલની પડતી સ્થિતિ. સ્રી અને પુત્રના નામપર મીલકત ચડાવી દેઇ નાદારી લેઇ લેણદારોને રડાવવા.

દૃશ્ય ૭ મું.—ઇશ્વરનો હોલ.

રંગરાગ કરતો ઈશ્વર. જે વેશ્યા પિતાની તેજ પુત્રની. મંદાકિનીને એ રંગરાગમાં વેશ્યાનું અનુકરણ કરવા ઈશ્વરે ફરજ પાડવી. મંદાકિનીએ અડગ રહી પતિને તેની થતી અવદશાનું ભાન કરાવવું. ઇશ્વરે પોતાનું સ્વરૂપ બતાવવું. કાન્તિલાલે આવી ઇશ્વરને ઠપકો દેવો. તમામ દોલતનો ઇશ્વર માલિક હોવાથી તે પિતાનો તિરસ્કાર કરે છે. પિતા પુત્રની તકરાર. ઇશ્વરનો નફ્ટ જવાબ ‘ વાવો તેવું લણો ને કરો તેવું ભરો ’ એ કુદરતી ન્યાયનું કાન્તિને ભાન થાય છે. પિતા પ્રત્યે પોતે દુષ્ટ વર્તન કર્યું તેનો બળાપો કરવો. કાન્તિના સ્વભાવમાં પલટો, પોતાના કૃત્યો પર તિરસ્કાર. પત્નીએ પુત્રનો પક્ષ કરવો. સ્વાર્થમય સંસારનું કાન્તિને દિગ્દર્શન.કાન્તિની હૃદયદ્રાવક દશા. ઘર છોડી ચાલ્યા જવું.

# અંક ૩ જો.



દૃશ્ય ૧ લું—વાટકેશ્વર.

ગૌરક્ષક સેવકોની સેવા અર્થે ભિક્ષા, સુસંસ્કારી રતનલાલને વિલાયતની મુસાફરીના પવન નથી લાગ્યા. ગૌરક્ષક મંડળીને ઉત્તેજન. એવામાં દુર્દશામાં પડેલો, ઉપવાસથી ભુખે તરફડતો કાન્તિ આવેછે. રતનલાલનું ગૌરક્ષક સંસ્થા માટે ઉઘરાણું. એ પ્રકારની દેશસેવા કરવામાં રતનને રૂપીઆ લેતો કાન્તિ દેખેછે. કાન્તિની ક્ષણિક લાલચ. રૂપીઆ ચોરી જવાની યુક્તિ તેમ કરવા જતાં પકડાઈ જવું. કાન્તિનો ક્ષણિક પાપવૃત્તિ માટે અફસોસ. રતનલાલે તેની દશા દેખી પીગળવું. ગૌરક્ષક સંસ્થામાં તેને નોકર રાખવો. વિધિના લેખથી કર્મફળ ભોગવવા કાન્તિએ કબુલ થવું. રતનલાલ કાન્તિને ઓળખી શક્યો નહિ એટલો કાન્તિનો સંતોષ.

દૃશ્ય ૨ જું.—ઇશ્વરનું ઘર.

સહનશીલ મંદાકિની સંસારના આઘાત સહન કરતી પતિની અને સાસુની દુર્દશામાં સેવા કરેછે. ઇશ્વરે સર્વ ઉડાવી દીધુંછે તો મંદાકિની શિક્ષિકાની નોકરી કરતી સર્વનું પેટ ભરેછે છતાં સાસુનાં મહેણાં. મંદાકિનીનો પગાર ઉડાવી મોજ કરવાની સલુણાની ઇચ્છા. ઇશ્વરની આ રૂપીઆ જોતાં દાઢ સળકવી, માતાપર જૂલમ, સાસુએ દીધેલાં દુઃખની દરકારન કરતાં સુસંસ્કારની છાપવાળી મંદા-

 ૧૪૬૯૨

કિનીએ સાસુનો બચાવ કરવો, ઉન્મત્ત ઈશ્વરનો ઉધમાત. બંનેને ઘાયલ કરી રૂપીઆ લઇ નાસી જવું. ઇન્દિરાએ ધાંધલ સાંભળી આવવું સંસ્કારી પિતાના કુટુંબની દુર્દશા જોતાં તેને થતો બળાપો. સલુણાને પોતાની દશાનું ભાન થવું. તેનું પણ હ્રદય પીગળે છે. ઇન્દિરાનો તેને ડંખ દેનારો બોધ. સલુણાનો પશ્ચાત્તાપ. સલુણાની આ દશા થવાનું કારણ. અભણ મનુષ્યોનો સંસાર. સુશિક્ષણ અને સુસંસ્કારોની આવશ્યકતા.

દશ્ય ૩ જું.--નરસિંહનું ઘર.

કન્હૈયાની નવી યુક્તિ. કુસુમે દીયેરની યુક્તિથી ચેતવું. સ્ત્રીઓની માથાના વાળ કપાવવાની નવી ફેશન. કન્હૈયાએ પોતાની જાળમાં પોતેજ ફસાઈ પડવું. કુદરતનો ન્યાય. ભાભીની જીત, દીયેરીયાના ધંધા.

દશ્ય ૪ થું.-રતનલાલનો દીવાનખાનું.

સરસ્વતી મંદિરના વાર્ષીક મહોત્સવમાં રતનલાલને ત્યાં આજે હરિકીર્તન. આજ પ્રસંગે કામ કરવા આવેલો કાન્તિ ગોપાળના નામે પાન બીડાં વગેરે આપે છે. પોતાની દશાપર અફસોસ. સ્વાભિમાન તથા સેવકના ધર્મનું ભાન. તે રાત્રે રતનલાલ એને પોતાને ત્યાંજ સૂવાનું કહે છે. હરિકીર્તનમાં સંતાઈ રહેલો ઇશ્વર ચોરી કરવાની તક સાધે છે, કર્તવ્યપરાયણ રહેતો કાન્તિ એને ચોર સમજે છે. ઇશ્વર પોતાના બાપને હાથેજ પકડાયછે, પિતાપુત્રનું ઓળખાણુ. કાન્તિનું આશ્ચર્ય. ખેદ. પુત્રનું નફટપણું. પિતાને નિડર નફ્ટ ઉત્તરો અને ધમકી. સેવાપરાયણ કાન્તિએ પુત્રની

લાગણી વિસરી સેવાધર્મ સાચવવો. પિતા-પુત્રની મારામારી. પિતાનું ઘાયલ થવું. બીજાં માણસો આવી પહોંચેછે. ઇશ્વર પકડાયછે. નફ્ટ ઇશ્વરનું વધુ નફ્ટપણું. પિતાને ચોર તરીકે ઓળખાવવો. કાન્તિ—ગોપાળ પકડાય છે. કાન્તિનું જાહેર થવું. સર્વનું આશ્ચર્ય. ઈન્દિરાએ બાજી કળી જવી. ઇશ્વર પ્રત્યે ક્રોધ અને ધમકી. કાન્તિ વચ્ચે પડેછે. ઇશ્વરના ઘાથી સખત પીડાયછે. મરવાની અણીપર હોવાથી હોસ્પીટલમાં જવા ના પાડે છે. હવે ઈશ્વર ગભરાયછે. પોતે ખુની ઠરશે, ફાંસી જશે એ બ્હીકથી આત્મહત્યા કરવા જતાં તેની માતાસલુણા તેને અટકાવવા જાયછે. રીવોલ્વરની ગોળી અકસ્માત સલુણાને વાગવાથી તે મરેછે, પોલીસ આવી રીવોલ્વર ખુંચવી લેઇ ઇશ્વરને પકડે છે. કાન્તિ પાણી પીવા જતાં પાણી ઢોળાઈ જાય છે. અને પાણી વિના તરફડે છે. પ્રભાનો અદૃશ્ય રૂપે લેખ. પ્રભાનો શ્રાપ ફળે છે. પાણી વિના ટળવળતો કાન્તિ પ્રભુની ક્ષમા માગતો નીચે પ્રમાણે પશ્ચાત્તાપના ઉદ્દગારો કાઢી મરેછે.

સુકૃત કંઇ કીધાં નહિ, હવે રડે શું થાય;<br>
કીધાં ભોગવવાં પડે, એ કુદરતનો ન્યાય.

સમાપ્ત.



# કુદરતનો ન્યાય.



## ગાયનો.

### મંગલાચરણ.

આળાઓ— ૧

અમીરસ ઝરણાં પીવાય,
મલયાનિલ શાન્ત વાય,
નંદીશ્વર ગાન ગાય,
એકજ શિવ નમું હું પાય.—અમી૦
રાજત યશદાયક વિભુ,
હિમગિરિ સુર નાયક પ્રભુ,
અંતર મુજ ભાસ થાય,
શાંતિદ પ્રભૂ કરતું સા'ય !—અમી૦

આળાઓ.— ૨

નિહાળી ઠામઠામ જોયું,
મોજમજામાં વિશ્વ નિહાળ્યું,
ધન સંપત્તિને બહુ મોહ્યું,
અંતર સુખ તો ખોયું.—નિહાળી૦
સટ્ટાનું બહુ તાનજ લાગે,
વ્યવહારે કુળ રીતિ ત્યાગે,
ધનઅનુરાગે ભીખજ માગે,
અંતે રહી મુખ લોહ્યું—નિહાળી૦

ઇશ્વર— ૩

નથી મુંબઈના ફંદ, આતો લહેરી છે છંદ,
આવે મીઠી સુગંધ,
પીવે શાનો પ્રતિબંધ ?—નથી૦
હોટેલ મેજેસ્ટીક ને તાજમાં જવાનું મન થાય,
શેમ્પેન, વ્હીસ્કી, બીસ્કીટ ખાઈને
બ્રેન્ડીને મન ચ્હાય,
હાથમાં ચીરૂટ વૉકીંગ સ્ટીક ને હેટ પેરીને જાય,
સામે મળતી નાર દેખીને મુખડું આ મલકાય.
સાહિબજીને મેડમજી, કોલ્ડ્રીંક જરા પીશોજી,
કીસ છાની દેશોજી, એવા મારા રંગ.—નથી૦

ઇન્દિરા— ૪

ભાળી વિવિધ તારી રચના પ્રભુ આ,
જોયાં જન મેં સહુ કલેશે મચતાં.—ભાળી૦
માતપિતા કોણ આ સંસારે !
પત્ની ક્યાં છે એજ વિચારે !
લાજ શરમ દિલે કોની
ના ધરતાં—ભાળી૦

ઇન્દિરા— ૫

પુત્રનું ભાવી બગાડે આમ માતા લાડમાં;
ગર્વઘેલી પાડતી સંસ્કાર કુડા તોરમાં.—પુત્ર૦
જે બી વવાયું આજ તે કાળે કરી ફણગો થશે,
મોટું થતું એ છોડ રૂપે વૃક્ષ અંતે થઈ જશે;
જો ઝેરથી સીંચી રહો તો મિષ્ટ ફળ ક્યાંથી મળે?
ફાટી ગયું દુધ મૂળમાં તો મિષ્ટતા ક્યાંથી જડે ?
સૂત્ર આ જાણે નહિ પસ્તાય પુરી અંતમાં.—પુત્ર૦

ઇન્દિરા— ૬

માતા પિતાના સ્નેહ શું બીજું નહિ કો સ્થાન છે,
એના સમું દુનિયામહીં બીજું ન કો સુકાન છે.
સંસારના આ તાપમાં શીળી મળી એક છાંય છે,
સંતપ્ત પણ આ સૂર્યની તીખી નહિ ત્યાં લાહ્ય છે.
ઊનાં ખરે જ્યાં આંસુઓ, લ્હોનાર બીજા કો નથી,
મીઠી મધુરી દ્રષ્ટિથી જોનાર બીજા કો નથી !
સંતાનના અપરાધને યે લક્ષમાં લેતાં નથી !
હા ! ધન્ય ! એવા પ્રેમની તોલે બીજું કોઇ નથી.

કુસુમ— ૭

ટહુકે ઢેલડીને વાયુ મીઠા વાય મોર બોલે છે,
કૂજે હેલડીને, અંતરમાં કંઇ થાય, ચિત્ત ડોલે છે.-ટહુકે૦
વાદળી પેલી ગરજે, ને મેહુલો મીઠો વરસે,
અંતર મારૂં દાઝે, જાણે ઘેલી બની !—ટહુકે૦
વિજળી પેલી ચમકે, ને આંખે મારી ખટકે,
આવી શોકલડી શું લટકે જાણે વેરણ બની !—ટહુકે૦

કુસુમ— ૮

મન મારૂં મુઝાયે રે દિયરજી કેમ કરવું ?
દિલ મારૂં ગભરાયે રે દિયરજી કેમ કરવું ?

કન્હૈયો—

પતિ તમારો આવે ત્યારે ઘરમાં જઇ રીસાજોરે,
ચુંબન માગે વ્હાલી કહીને તોયે નવ મનાશોરે,
ભાભીજી એમ કરવું.

કુસુમ—

ક્યારે જાયે ને ક્યાં જાયે એ કાંઈ નવ જાણુ રે,
પૂછવા જાઊં હું જો કાંઇ ડોળા એના ભાળું રે
—દીયરજી૦

કન્હૈયો—

તાણું મારી બારણે બેસો ઘડી એક થાજો ખોટી રે,
ચંડીકાનું રૂપ ધરીને ચમકાવો પછી સોટી રે,
—ભાભીજી૦

પ્રભા— ૯

જોઈ લે જીવ દુનિયાના આ પ્રીતિ રંગ તું.
પ્રીતિમાં કીધાં કાં વિષ પાનરે વિષ પાન ?—જોઈ.
પ્રેમીના એ ઝેરી મુખથી,
વાણી મીઠી કો સુણી;
ગાયાં મુખથી એના કાં ગાન કાં ગાન ?—જોઈ.
કાતીલ એ આંખો ચમકી,
અંતર જ્યોતિ કાં પ્રગટી;
આગ સમી બાળે તુજ પ્રાણરે, તુજ પ્રાણ—જોઈ.

## અંક ૨ જો.



બાળાઓ— ૧૦

મનરે સુન પુરાન કયા કીતા
મોહ નગરકી ઘેલ ન છાંડયો
કામ અમલ મદ પિતા—મનરે૦
સુત વનિતા બંધુકે કારન
પચી પચી જનમ બીતીતા—મનરે૦

ઇન્દિરા— ૧૧

સંસારમાં નરનારનાં તો સ્થાન નિર્માયાં જુદાં,
શિક્ષણતણા યે નિયમ પણ એથી ગણાયા છે જુદાં.
શિક્ષણ પ્રથા જુદી અહીં બુદ્ધિ પુરી ખીલાવતી;
જે મેળવીને આર્ય કન્યા યોગ્ય સુગૃહિણી થતી;

ગૃહકાર્યને શોભાવતી સ્વાશ્રયથકી શરમાયના;
ચતુરાઇથી નીભાવતી સંતાપ આ સંસારના.
પતિ દુઃખમાં સમભાગિની પરહિતમાં વળી ધુમતી,
સુખભોગમાં રસદાયિની એ નાર સુશિક્ષણવતી.
વિદ્યાતણા ગુમાનમાં સંસાર જો નિષ્ફળ કર્યો,
પુસ્તક ભણ્યાં શા કામનાં આ જન્મતો એળે ગયો.

આળાગો-- ૧૨

વીણો વીણોને ફુલડાંના ફાલ
દેરે એવા દેયાં સખી !
ગુંથો ગુંથોને ફુલડાંની માળ
ગુંથો એવાં દેયાં સખી !
સરખી સાહેલી કોઇ વીણવા ન આવે,
વીણું હું વનને એકેલી રે;
વીણું અલબેલી હું ફુલફુલની વેલીને
વીણું ને થાઉં ઘેલી ઘેલી.—વીણો૦
આઘે આઘે છે ગહુલી જોગીની મારા,
પાસે છે ફુલડાંની વાડીરે;
સાધીશું જોગ સ્નેહ ગંગાને કાંઠડે,
વીણીશું ફુલ દા'ડી દા'ડી—વીણો૦

(રા૦ ન્હાનાલાલ કવિ)

મંદાકિની-- ૧૩

આજ શ્યામ રાત ગઇ,
ચાંદની શી છવાઈ ?
શાન્તિકર શી થઇ !—આજ૦
કોકિલા કુક કરે,
રસીયાનું મન હરે,
દિલમાંહી સુખ કરે,
મીઠાં અમૃત દઈ.—આજ૦

મંદાકિની— ૧૪

કેવી પતિની પ્રીતિ દીઠી નહો તો જોજો !
વિષની ભરેલી પ્યાલી પીધી ન હોતો પીજો.—કેવી૦
જ્યાં જ્યાં જુએછે રૂપ ત્યાં ત્યાં આંખ જો કામી ઠરે,
એ પ્રેમના આદર્શની વાતો મુખે શાને કરે !
પતિને હું ના ગમતી હતી તો લગ્ન વિધિ કાં કરી ?
અમૃતતણું ફળ આપીને પાછું લીએ શાને હરી ?
પુરૂષ આવા શાને અનુભવ કરીને કે'જો.—કેવી૦

ઇશ્વર— ૧૫

લ્હેરી અમારી આવી જીંદગી,
નહિ આવે એની કોઇ તોલે રે,
આવી જીંદગીની મોજ રોજ ચાખવી.—લ્હેરી૦

મંદાકિની—જોઈ તમારી રીત ખાનગી,
શાને ચિન્ત ફંદ છંદ માંય ડોલેરે,
આમ જીંદગીને ધૂળમાં કાં નાંખવી ?
મોતી ચારો કાગને મળતાં તે નવ ખાય,
અમૃતભુંદને તે તજે વિષ્ટાને મન ચ્હાય.
જોઈ તમારી આવી જીંદગી,
એતો એળે પશુ પેરે જાયરે,
આવી જીંદગીની ફરજ શાને ભૂલવી ?—જોઈ૦

ઇશ્વર—જન્મ્યા જો દુનિયામહીં કીધી પ્રભુ એ મ્હેર,
વેચી આ ઘરબારને કરવી લીલા લ્હેર,
પાછી મળે ન આવી જીંદગી,
એમાં જાત જાતના મળે છે શોખરે,
જાણે રંગીલા એ મોજ કેમ માણવી.—લ્હેરી૦

નાયનારીઓ—   ૧૬

દુખ લાઇ તેરી સૌ સાજન બેલામેં
હીરો કે હાથ નરમસા બેલામે દુખ ગરમસા—દુખ૦
બરફો કે જમરહેપાલે મેરી જાનકે પડ ગયે લાલે
મચમરીરે જડાઇ પતલાસા સેલામેં—દુખ૦
નણુદીસે પડ રહે ચાલે ખીડકીકે લગાદીયે તાલે,
સારી રચન ગુજર ગઇ યાહી જમેલામેં—દુખ૦

કન્હૈયો—   ૧૭

મને આપોને દાણ મારી ભાભી સલુણી!
પછી જાઓને શાણી સુખે વાટમાં;
કુસુમ—તને આપું શી લ્હાણુ મારા નાના દિયેરીયા!
ફાવી ન આજ મારા ઘાટમાં.
શોકલડી શોધી હું તો થાકી ભાઈ આજ પુરી
લથડે છે અંગ આજ જંગમાં.
કન્હૈયો—ઝાડુ લઇ હાથ તમે ઘુમોને રંગમાં
આવે ન સામે કોઈ જંગમાં.
કુસુમ—લાગી છે લાહ્ય પુરી મારા આ દિલમાં
ભડકો થાયે ભાઇ જોસમાં,
કન્હૈયો—ફાયર બ્રીગેડ હું તો બોલાવું ફોનમાં
ટ્રં ટ્રં ટ્રં કરી હોંસમાં—મને૦

આનંદી—   ૧૮

કીસીકા દિલ કભી ભૂલેસે તુમ અગર લેના
હમારી મહેર વફા કોભી યાદ કર લેના.
જીગરમે દર્દ હુયે દિલમે મેરે અરે હમદમ,
લગી હુયે આગ કીધર તુમ જરા ખબર લેના.

શાહીદે નાજકા તાબુત ઉડા તો ફરમાયા,
બરાત જાતી હૈ કીસકી જરા ખબર લેના.
મુઝે શું દેખકે એ હુસ્ન પલકે અબરૂ હયે,
બચે જો તંગસે તો બરછીયોંપે ધરલેના.

# અંક ૩ જો.



ગોરક્ષક મંડળી— ૧૯

પુણ્યાત્મા ગોપાલો! પુણ્યાત્મા ગોપાલો !
કૃષ્ણ પ્રભુની માનીતી એ ગૌમાતા પ્યારી,
ગોપૂજન કરી પ્રભુપદ પામો ધર્મી નરનારી
પુણ્યાત્મા ગોપાલો ! પુણ્યાત્મા ગોપાલો !

મંદાકિની— ૨૦

એ પ્યાલી પીલે !
સ્નેહસરની, મોહભીની, કાળજુની, આ-પ્યાલી૦
રંગરાગમાં આંખ મળતાં બોલે તું શરમાતી,
મસ્ત બનતી તું મલકાતી,
પ્રેમ ફંદમાં ફસતી—એ પ્યાલી૦
જાણે તું નવ ફંદ ફેલ શા ? પ્રેમી દિલમાં વસતા,
અમૃતને ઘુંટડે ઝેર પાતા,
અંતે અંતર હસતા—એ પ્યાલી૦

૨૧

ઇન્દિરા–ધનનું આ સગપણ આ દુનિયામાં,
જગત બંધાયું દ્રવ્ય બંધનમાં–ધનનું૦
કદરૂપાં જન સુંદર લાગે,
સુંદર મન નવ ગમતાં;
શત્રુજનો પણ મિત્ર બનંતાં,
પૈસાથી ડગમગતા.—ધનનું૦
કુલ તજે જે કીર્તિ તજે છે,
ઇશ્વર ને ભૂલંતાં,
ઘોર ઘાત કરતાં નવ ડરતાં,
જીવતર ધૂળ કરંતાં.–ધનનું૦

ઇન્દિરા—

૨૨

કેવી વિકસિત કુસુમ શી ખીલશે હિંદનારી?
પતિસુખકારી, યોગ્ય સમયમાં દેશહિતકારી- કેવી૦
દૂર રહી જગ ફંદ છંદ થકી
સાર ગ્રહી થશે સંકટહારી.
સંતતિ જનમ સફળ કરનારી
સેંશે રિષ્ટ કષ્ટ બહુ ભારી—કેવી૦

૨૩

કન્હૈયો-વીસમી સદીની નવી રોશનીમાં
અવનવા રંગ દેખાશે,
જે જે ધતીંગો ઉભાં થાશે
દેશનમાં તે ગણાશેરે. —વીસમી૦
વેણી ગુંથતી સ્ત્રીઓ પુષ્પે
બોનેટ ત્યાં પહેરાશે,

સેલુનમાં સ્ત્રી વાળ કપાવે
મુંડન ત્યાં હવે થાશેરે. —વીસમી૦
કાળી આંખો જ્યાં વખણાતી
માંજરી ત્યાં પંકાશે,
સમય જશે જ્યાં એક સદીનો
કાણી ત્યાં વખણાશેરે. —વીસમી૦

કનૈયો— ૨૪

બાવો બની હું અલખ જગાવું જમનાજીમાં ન્હાવું,
એ કરશું ત્યાં ધંધો.
ભસ્મ લગાવી ટીલાં કરીને ભિક્ષા હું તો માગું રે—એ૦
કુસુમ-આત્વિક જો કોઇ ભક્તિ ભાવે પાસે આવી બેસે,
ખણુ ખણુ ખણુ થતી સોના મ્હોરો ઢગલે આપી દેશે,
તો શું કરશો ત્યાં ધંધો ?
કનૈયો—પૈસાથી અમે અળગા રહીએ એવું મુખથી કહીશું,
હા, ના હા, ના કહેતાં મુખથી લઇને પટારો ભરશું,
એ કરશું ત્યાં ધંધો.

સુન્દરા— ૨૫

માનવ જીવન નિજ કર્મની કથની વિના બીજું નહિ,
માઠી દશા આવી પડે ત્યાં એહને ભૂલવી નહિ.
જે જે કર્યાં તે ભોગવો કાં આંખ આંસુડે ભરો ?
છે ન્યાય કુદરતનો ખરો જેવું કરો તેવું ભરો.

* * * *

વિશ્વાસઘાતે યુક્તિથી જો અન્યના ધનને હરો,
એ લોહીની લક્ષ્મી લઇ આનંદમાં ફરતા ફરો;
આ દુર્દશા થાતાં તમારી શોક દિલમાં કાં કરો?
છે ન્યાય કુદરતનો ખરો જેવું કરો તેવું ભરો.

* * * *

પિતાતણી આશીષ જે અમૃત સમા ફળ આપતી,
સંસારનાયે દુઃખમાં શાંતિ દિલે તે સ્થાપતી;
આશીષ એ જો લયો નહિ ને દિલ એ દુભ્યાં કરો!
છે ન્યાય કુદરતનો ખરો જેવું કરો તેવું ભરો.

* * * *

જે કોલ પ્રેમીને દીધા તે કોલ જો પાળ્યા નહિ,
દિલમાં ઉઠી જે આગ તે જો પ્રેમથી બુઝવી નહિ;
એ આગના અંગારમાં બળતા તમે કયાંથી ઠરો?
છે ન્યાય કુદરતનો ખરો જેવું કરો તેવું ભરો.



# જાહેર ખબર.

નીચે લખેલાં પુસ્તકો મુંબઇ ગુજરાતી નાટક મંડળીનો જ્યાં મુકામ હોય ત્યાંથી રોકડી કીમતે મળશે. વી.પી થી મોકલવામાં આવશે નહિ.

૧ સૌભાગ્ય-સુંદરી.
૨ વિક્રમ ચરિત્ર.
૩ કામલતા
૪ મધુ-બંસરી.
૫ સુધા-ચંદ્ર.
૬ સ્નેહ-સારતા.
૭ મેઘ-માલિની.
૮ આનંદ-લહરી
૯ પ્રતાપ-લક્ષ્મી.
૧૦ કુલીન કાન્તા.
૧૧ હરિશ્ચંદ્ર.
૧૨ કનક-તારા.
૧૩ કુંદબાળા.
૧૪ ચંદા ૧૫ રાજ-બીજ.
૧૬ મેવાડનો પ્રતાપીચંદ.
૧૭ દુઃખી બાઇ બ્હેન.
૧૮ પ્રેમકળા
૧૯ માનસિંહ-અભયસિંહ.
૨૦ મુળરાજ સોલંકી.
૨૧ સુંદર-વેણી
૨૨ રસીક-મણી.
૨૩ બારિસ્ટર.
૨૪ રામ ચરિત્ર
૨૫ જયરાજ
૬ પુષ્પસેન-પુષ્પાવતી.
નૃસિંહાવતાર.
'લક કુમાર.
ઘેલો.
'રળ.
૬ ગૌહર.

૩૭ સંગતનો રંગ.
૩૮ દાગે હસરત.
૩૯ નેક અંજામ.
૪૦ જુગલ જુગારી.
૪૧ નંદબત્રીસી
૪૨ નવલશા હીરજી.
૪૩ ચંદ્રભાગા.
૪૪ વસંત-પ્રભા
૪૫ સંગતનાં ફળ.
૪૬ વિશ્વલીલા.
૪૭ તિલસ્મે [illegible].
૪૮ કૃષ્ણ ચરિત્ર.
૪૯ દેવકન્યા.
૫૦ નવલ-કુસુમ.
૫૧ ખાન્દાને ગુલ.
૫૨ રામ-રતન
૫૩ શકુંતલા
૫૪ ભદ્રા[ભા]મિની
૫૫ વિમળા.
૫૬ હાંસીલી હીરા.
૫૭ શ્રી દેવી.
૫૮ કનક-કિશોરી.
૫૯ ગુમાન-તારા.
૬૦ નાગમતિ.
૬૧ જહરી અંગુરતરી
૬૨ સામ્બ લક્ષ્મણા
૬૩ ભારત સંતાન.
૬૪ વીર માનસિંહ.
૬૫ કુમળી કળી.
૬૬ જમાનાનો રંગ.
૬૭ કૉલેજની કન્યા.
૬૮ રાઇનો પર્વત.
૬૯ કાશ્મીરનું પ્રભાત.
૭૦ મોહક મહિલા.

**બાપુલાલ બી. નાયક.**
**મુંબઈ ગુજરાતી નાટક મંડળી.**